ગોરી ઓઢે શાલ દુશલીમાં કાલીકે સરપર હય દુલઇયા
ગોરી ખાઓ અલેવા ઉબતા કાલીકે ઘર સાગ ચુલઇયા
કાલી પીવત છાછ ખીચારી ગોરી ખાવત દુધ મલઇયા
કાલી મખીયા સરદીકી મારી ગોરી ડસતી બનકે તતઇયા
રામ બચાએ ગોરી બલાસે નીત માગત અંગરેજી મીઠઇયા
રસોઇયા ખીલાઇયા ફીટલીયા બજાઇયા
બરાંડી મગાઇયા ગટરમેં સુલઇયા

## ૧૦૪ દુખીયા

ધોતી પજામા ઓર પતલુન, એહ સારે તેરે હુએ મઝનુન
લે લેકે બોસે ગુના ગુન
કરેદંગે આફીસ ખુના ખુન
શટ અપ યુ કુલીશ ડોંકી
ધે સીમ ટું મી ઓલ મકીજ
હીંમત હુએ કયા ઉનમેં
લેલો છુરી એ મેડમ તુમ
કાટો કીસીકે કાનકો જબાનકો લો ઈસ્સેકામ
સબ હુએ ગુલામ મેરે બેદામ કરેંગે કયા કલામ

## ૧૦૫ ભરથરી.

તારૂણી [illegible] નથીરે જુદાઇ, શશી વદની સુખ પામું હું આંહી.
વદન મનોહર તારૂં લહી રા, સર્વર ભ અંગ• જીવન સુખદાઇ—શ•
ભ્રીકુટી વીક્રમ રમીર બતી વીક્રમ નીરખી પ્રીયા ભુલુ સરવેરે કાંઇ
ત્રણુસો સાઠ ત્યાગી તુજનેરે તુજ વીણુ મુજ ક્ષણુકલ્પ સમજાઇ.

## ૧૦૬ લીલાવતી

અવર મદન અલબેલો આતો દીસે અવર મદન અલબેલો—આ•
શરદપુનમના સુધાકર સરખો આજ નગરમાં ઉગેલો—આ•
મનોહર કસ્તુરીયા મૃગ માફક જોઉં ઝરૂખે ઝુકેલો—આ•
હું નીરભાગી નાથે તજી મને વેસ્યા અગારે વસેલો—આ•
ગન ગણીકા ધરણી તલ તુજને પ્રીય કરયો મમ પરણેલો—આ•
ચંદ્રચકોર મધુર મેઘ સમ મુજ મન રંગ રહેલો—આ•
મઇયારા વેશે નહી જાણે મમ છળ છેલ છબીલો—આ•.

૧૦૭ ગઝલ

અરે હું મસ્તાન પ્રેમની, મને કોઈ ન છેડોરે—કોઈ
લાચાર હું બીચારી છું શીદ હયોછો કેડોરે,
જુવાનીથી દીવાનીછું મારો છેડો છેડોરે—છોલ
પ્રાણ હાણ છે પ્રીતમાં પુછી કરજો પ્રીત,
પ્રાણ દાન તો સ્હેલછે કઠણ પ્રીતની રીત.
આધાર તું કીરતાર મારો પાર બેડોરે.

૧૦૮ વી૦ ચ૦

મને સહાય કરશે મોરારીરે, વ્હારે ચડસે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી મીરાબાઈ તારી, એની ચીંતા કરશ નહીં મારી
મંજારી બચ્ચાને બળતાં ઉગારી, મોક્ષ દીધો ગજેંદ્રને તારી,
દરોપદીના ચીર પુરયા થાશે તે સાહયકારી—મને

૧૦૯ વી૦ ચ૦

એ......માથે મટુંકી લઈ જઉં
પ્યારા લહેરીલાલાને દુધલડાં પાઉં—એ૦
હું જોવનલણ નાની નાર, પીયારો મારો છે વીહારી,

૧૧૦ વી૦ ચ૦

કોઈ દુધ લ્યો દીલરંગી
સોખીલા શાણાં ઉમંગી—હો—કોઈ
... ... .... .... ....
કેફી પીયે કંસુબલો ગાંજો પીયે ગાંજુધ
દારૂતો દીવાના પાયે દાના પીયે દુધ—હાં—કોઈ
એક અમી રશ દેવનો બીજો રશ છે પ્રેમ
ત્રીજો રશ ગોરસ ભલો પીધે કાયા હેમ—હાં—કોઈ
ગોરી ગવરી ગાયના ગોરા મારા દુધ,
હું પણ ગોરી ગોરડી ગોરૂં દીલ છે શુધ્ધ—હાં—કોઈ
.... .... ... .... ... ...
હેમ કટોરો હાથમાં માંહી અમૃત સાર
ચતુર હોય તે ચીતવે ગુણ સમજે ન ગમારા—હાં—કોઈ

૧૧૧ વી૦ ચ૦

મને રોકોના રસીલા છેલા મુકોને હાથ
મારો ઢુંઢો ના છબીલા બ્હેલા મુકોને હાથ.

મ્હેરે ઝુકો અલબેલા ઘેલાં અવું સંઘાત્ર
મુકો કેડો--લાગો નેડો--છોડો છેડો
સાથે તેડ--ભોળી નારી કામણગારી
હું તો હારી--વાહરે પ્યારી--રંગીલા

૧૧૨ વી૦ ચ૦

નેણુમાં નીંદરા ન આવે જરી
મારો રામ ગયા વનવાસરે---નેણુમાં૦
હંસ વીના મારા સરોવર સુનારે
વાઘ વીનાની વન વાટ રે---નેણુમાં૦
પંખી વીનાનાં મારાં પીંજર સુનારે
મંદીરો સુનાં સીતારામરે—નેણુમાં૦

૧૧૩ અલીબાબા.

સારી પયસેકી બહાર, પયસેસે કારોબાર
પયસેકા પ્યાર, પયસેસે યાર ગાર તાબેદાર
ગર હો કોઇ ચમાર યા હો કોઈ કુમાર
પયસે હો ચારતો બેશુમાર કહેલાએ ઇજ્જતદાર
પયસેકી સબકો ચાહ મોહતાજ હો યા શાહ
પયસા, પયસા, પયસેકા વાહ વાહ
કોઇ પયસેકા મજુર હૈ કે હુએ જાજરૂર
કહે ઉસકો દુર સબ બેકુસુર દુર બેશઉર
ધોબી હો યા હજામ, પર હોવે પાસ દામ
સબ ખાસો આમ, સઓ સઓ સલામેં ઝુકઝુક કરે મુદામ

૧૧૪ નવલક્ષ્મા

ઘરની શોભાછે ઘરવાળી, નરને શાંતી સદા દેનારી—ઘર
નારી વીનાના નર અરધા ધરમ કરમ વ્યવહુરી
સંસારે સ્વરગે સોહાએ, જે નરને ઘર નારી—ઘરની
મંગળ સ્વરુપા મંગળનામી, મંગળમય કરનારી
જે ઘરમા નારી પુજાએ, તે ઘરની બલીહારી—ઘરની.

૧૧૫ ભજન

હું તો ભુલી મોતીડા કેરો હાર, જમનાને કાંઠે—હો સખી૦
એક એક મોતી મેરા લાખ ટકેકા—અરે હાં
તેનો ઘડાવ્યો નવસરે હાર, વાલમજી હુતો ભુલી મારા મનડા કેરો

જમનાને કાંઠે વ્હાલે રાસ રચ્યોરે—અરે હાં
તેમાં ગુમાવ્યો નવસરો હાર—વાલમજી હું તો ખુલી મારા મોતી•
સાસડી જુઠી મોરી નણંદ હઠીલી—અરે હાં
ન્હાનો દેવડીઓ દે છે ગાલ—જમનાને કાંઠે
વૃન્દાવનમાં વહાલે રાસ રચ્યો છે,
સોલસે ગોપીમાં ઘેલો કાનરે—અરે હાં
બાઇ મીરા કહેછે પ્રભુ ગીરધરના ગુણ
એને ભજીને થઇ છું ન્હાલ—જમનાતે કાંઠે

૧૧૬ બોલતો કાગળ

રંગી, આ દુનીયાના રંગીએ રંગી તે રંગી બેરંગી, દુનીયા દોરંગી
સાગર પાણી શીતલમાં, વડવાનલ તેના તળમાં,
આગ ને પાણી બન્યાં સંગી.
આજે અંગી મનાતા, કાલે ભુજંગી થાતા,
કોણ ભુજંગી કોણ અંગી.
વાયુ જે દીપક ઠારે, આગને એજ વધારે,
પ્રભુની પ્રભુતા એ દે રંગી.

૧૧૭ બોલતો કાગળ

આવો કોઇ વૈદરાજ ઓસડ અજમાવો,
આ લાગી લગન વીસરાવો,
પ્યાલો જે પ્રીતીનો ઝેરી પીવાણો તે,
પાછો કઢાવો યા પચાવો.
કહેછે કોઇ કંઈ કાન કંઇ સાંભળે છે
કંઇ કહેવા જતાં આ જીભથી કંઈ નીકળે છે
જવાનું કયંય ને આ પાય કયાં આડા વળે છે
થતું નથી કંઇ બીજું પણ ચીતડું ભડભડ બળે છે.
એ છોડાવો લગન, આ મીટાવો અગન, શાંતી લાવો.

૧૧૮ બોલતો કાગળ

હર ફેશનમાં પોઝીશનમાં, ઓ યસ આઇ એમ બ્યુટીફુલ મેડમ
જે દેખતા તે સહુ કહેતા, ગુડ ડે બાનુ વેલકમ,
સુછાળી મેડમને હરદમ ખુશાલી આહાહા હાહાહ.
આઇગ્લાસ આંખ ઉપર ને માથે વી ગ કાળી
અંબોેલા લેડી ફેશનની હાથમાં રૂપાળી.

છે લેડી બુટ પગમાં ને વાચ ખીસે ઘાલી,
મોંપર લગાવ્યો પાઉડર ગાલે લગાવી લાલી
( જે દેખતા તે કહેતા જુઓ કાળી મડમ ચાલી )
હું અલબેલી, નાર નવેલી, સુધરેલી કહેવાઉ, બલીહારી જાઉ

૧૧૯ બોલતો કાગળ

આશક ખરબુચા જેવા, માશુકનો પુર દમામ,
ચાહે રાડે કે માડે, શુ અમને તેથી કામ,
જાણે ઘરડી ઘોડીને પહેરાવી લાલ લગામ
જોડી જુગતી છે એવી, કે જોવા મળશે ગામ
વર લોભ ધરે કન્યાનો, જમવાને માગે જાન
ઘોડાને બદલે ખાધો, ગીતડાને બદલે કાણુ
અહીં માડવડો મડાયો, ત્યા કાષ્ટ ગયા સમશાન,
ચોરીને બદલે ચોકો, ને રામ બોલો ભઈ રામ'

૧૨૦ સ૦ ૫૦

શીતલ ચ દ્ર જેવુ વદન કાન્તીમાન,
નયન મીચી લે તુ શાતીથી વીરામ,
જાણે જઇ ભેટુ એવા ઉમળકા આવે છે,
બોલુ કઇ બોલુ ત્યા તો શરમ દબાવે છે,
કાઇ કાઇ અ તર થાય, થાય થાય ના સ્હેવાય
થર થર થર ક પે કાયા, સ્વર થરડાએ છે.
ચાલુ ત્યા ચરણો અન્યોઅન્ય અથડાએ છે.
લાગી લાગો હા સ્મર લ્હાય લ્હાય લ્હાય બસહાય
જાગોજી જાગો વહાલા નીંદ્રા વીસારી દો.
રાગી થઇ ત્યાગી વહાલા ત્યાગી સમાધી દો,
લળી લળા લાગુ હુ પાય–પાય પાય ઢાળુ વાય

૧૨૧ બોલતો કાગળ

ક્યાથી આવી રે તું છટેલી છીનાળ,
કે ક કાસ કરવા કાજ તુ ખડી,
છાની છાની રે હવે તુ શાણી નાર
શુ પીછાણુ તને પ્ર પચની પડી
જોઇ તને ચીન્ત ચરરર, ચરર ભડકે મ્હારૂ બળે
અરે જારે પ્રજાળી હોળી

ચુપ ચુપ અરે જા અરર અરર આ શું ચપચપ કરે
આવી જોડી મળે નાં ખોળી
થઇ શાણુરે લજ્જા મેલીને લોભાયા
ઠીક ફસાણા રે આતો મોહનની છે માયા
વાહ મોહનીઆ વાહ
નફ્ટ નીકલને
રાંડ તું ટળને
બસ જા, દુર થા,
હાય હાય હાય
જોવા જેવીરે આજે ખુબ ધમાધમ જાગી
નહીં બંદાની ટ્રીકમાં ખામી, ખુબ થઇ વાહ ખુબ થઇ.

૧૨૨ બોલતો કાગળ

અચ્ચા કચરા, કંઇ સાવધ થા, બુબખ બુઢ્ઢો ચસકેલ દીસે.
આ ધનચકર, મોહીની દીપવર, જો મીણ બની પીગળેલ દીસે
કાંઇ દાળમાં છે કાળું એ નકકી થયું,
શું ખરો છે ભેદ એ તો જાણવું રહયું,
પાસને નાપાસનું દરદ નવું થયું,
શરમ શરમ બુઢાનું હવામાં ઉડી ગયું.

૧૨૩ પરશુરામ

અરે હાંહાં જરા ધીરે ખેંચો ભ્રકુટી કમાન
અરે જાઓ કરો શાને ઘેલી અડપલા આમ
ધરી ભ્રરકુટીં કમાને, ઝેર લા, નયન બાણે
સાંધો સહામે સ્નેહીને સંધાન—
જાણું શું હું બાળાભોળી, કરો શાને આ ઠઠોલી
જાણું શું હું તીર શું કમાન ?
થઈ ભોળી ને અજાણી, ભરકુટી કમાન તાણી
મોહીની મારે શાં મોહબાણ

૧૨૪ પરશુરામ

મુરખો સસરો મુરખી સાસુ સ્ત્રી પુજન શું સમજે
બસ તું સામી મુજ મનહરણી, આ અંતરમાં રમજે,
આ શાણી ને આ શાસ્રાણી વાહ ભાઇ વાહ
કેમ ભાઇ કેમ

એમ ભાઈ એમ
આ શાસ્ત્ર પ્રમાણુ બન્યું કંઈ નવ સમજાય
ધીરી બાપુડી ધીરી આગળ જો જો કે શું ગોટાળા
હું તો હાય મરૂ શરમાઈ
મુરખો મળ્યો હાય જમાઇ
મુરખો તુને તારો બાપ સસરા
વાહ, વાહ, વાહ, મુરખો

૧૨૫ પરમુસણ

જાઓ જાઓ સહુણ ન સતાવો,
બાળા ન બહીવરાવો જોઈ એકલી એકાંતમાં
આવો આવો સુંદરી ન શરમાઓ,
લઈ લો રંગ લ્હાવો રસીલી ખરી ખાંતમાં
જોબન ગુલાબ ખીલ્યું બે ઘડીનું લાગશે,
નર ભમરજી રસ ચુસી ભાગશે,
કોરે કાષ્ટ તે કળીમાં તન તાપશે,
નર ભમર તો દેહ પ્રાણ આપશે,
તો તો આવો ભેટો સ્નેહે સુજાણ ભમર
ચાલો વ્હાલી મહાલો હવે નીરાંતમાં—જાઓ.

૧૨૬ સ૦ ચં૦

પાપીનાં મોહડાં કાળા, સતીઆની બોલબાળા
મન થન કુટીલ મન શું કરે, તનમન કરી લે તું ભલે,
દોરી છે સહું તુજ, હાથમાં જગનાથના
શું કરે ભલા વૃથા બડાઇ પ્રભુ કરતા, જગધરતા, સંહરતા
અદલ ઇન્સાફ તેના હાથયાં નાદાન કર ગુમાનના
પાપીની ધારણા થાય અંતે ધુળધાણી
તજ શઠતા, દુરજનતા, મન કરતા, નીષ્ઠુરતા

૧૨૭ સ૦ ચં૦

પ્રીતી કરી શું તરછોડી પરદેશી.
હાં છોડી પરદેશી, હાં છોડી પરદે.
ત્યાગી કુમુદ વન ભટકી ઓ ભમરા,
આવ્યો અહી શું ફરી દોડી પરદેશી.
હાં દોડી પરદેશી, હાં દોડી પરદે.

ઉડીજા, ઉડીજા, પંખી મુસાફર,
રેન રહી છે હવે થોડી પરદેશી;
હાં થોડી પરદેશી, હાં થોડી પરદેશ.

૧૨૮ સ૦ ચં૦

અયસે પાપી નર હોવેંગે કલજુગમેં,
પગડી બાંધે પેંચસવારે ઠુમક ઠુમક પાઉ દેંગે,
ગલીઓમાં કે બીચ ફીરે બાવરે, નાર પરાઇ પાપી તકત ફીરેંગે
ભુખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેંગે,
સાલા સસુરા રોજ જમાવે, ભાઈઓંસે પાપી રાંડ લડેંગે
લાલ સ્થંભ લોહેકે ઘખાઇ ઉસકે સાથ બંધેગે
તુલસીદાસ ભજો ભગવાના, પાપ પુન્ય દોનો સંગ ચલેંગે.

૧૨૯ સ૦ ચં૦

હું પરણું કદી નહીં, પીડા ધરૂં નહીં શીરે કદાપી સંસારની,
રહું બાલકુમારી, સદા બ્રહ્મચારી, હું ભક્તી કરૂં વીશ્વાધારની,
પ્રીતીતણા પાંજર વીષે પરવશ થઇ પડવું નહીં,
સંબંધીઓના બંધની બેડીથી તન જડવું નહીં,
આ નાટકી સંસારની દુગ્ધા મહીં મરવુ નહીં,
અમૃત ગણીને વીષય વીષ પીવાનું મન કરવું નહીં.
જુઠી માયા અંધેરમાં હું પડું નહીં રહી વાત હું ન વીચારની

૧૩૦ રાગ—પીલુ—બરવે.

લગા હય દીલ પ્યારેસે નીભા હોગે તો કયા હોગા
હુમારે દલબમે પ્યારે સદા રહોગે તો કયા હોગા—લગા હય
હુમીકો ચાહ મીલનેકી મીલાવોગે કયા હોગા
હુસન ચસ્મોકે પ્યાલે ભર પીલાવોગે તો કયા હોગા—લગા હય
જરા દીદાર તુમ અપના દીખાવોગે તો કયા હોગા
હુમ મરતે હુય તેરે ગમમે જીલાવોગે તો કયા હોગા—લગા હય
અજબ દીદાર રોશન હુય છીપાવોગે તો કયા હોગા
ચમન બીચ આનકર મુખડા દીખાવોગે તો કયા હોગા—લગા.

૧૩૧ પરભાત

ઉઠ સજન ભોર ભઈ હરી ભજન ગારે,
પશુ પંછી જીવજંત જંત હોં પુકારે—ઉઠ૦
ભોર હુઇ ભજત હું પ્રભુ નામ તેહારે

સુખ [illegible] સોહાવે [illegible] પૂર્ણ દીન [illegible]—ઉ૦
કરત હું કરજોડ બીનતી તેરે દ્વારે,
દુખ દરીદ્ર સંકટ મેર પ્રભુ તું નીવારે—ઉ૦
જાકો સુભ નામ લેત પાપ ગયે હારે,
સકળ જગત સ્વામી તુને રચી જુગત ભારે—ઉ૦
સુનો જગનાથ કીયે પાપ હુયે બપાર
સાગર ભવ કોન બેહ ઉતર જાઉં પારે—ઉ૦
ફારોજ અંતર ભજન કરો તોજ પ્રભુ તારે
તન મન સેવા બીજ સદા રહો ન્યારે—ઉ૦

૧૩૨ ઉદયભાણ

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો, બોલો બોલો મેના બોલાવે
ડોલો રંગ રશીયાજી ડોલો, જરી ડોલો ડોલો ( ૨ ) પ્યારી ડોલાવે
મેના તારા વચનની વેણુ વાગી, લાગી લાગી લલીત લેહ લાગી,
મેના વ્હાલી મેના કે, ના કહે પણ, જાગી,
જાગી જાગી અજબ જયોત જાગી
પેહલા પોપટજી પ્યારા રામજી સંભારો,
વ્હા વ્હા મેના શું સતી સીતા વીસારો
ચતુર સુજાણ સીતા રામ ઉચરાવે, પોપટજી પાંજરૂં સોનાનું શાણુ,
લાડલી હું લાલચું નથી કે લલચાવું સોને રૂપે શું ભીડ ભીતરની ભાગ
રૂડા સુડાંને રંગે રંગે રમાડું પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે ?—બોલો૦

૧૩૩ ઉદયભાણ

અહો દીલદાર જરી દેદાર દીવાનીને દેખાડોને
અરે લટકી અધર લટકી મરૂં ફટકી જીગર પટકી.
અરે આધાર સુધારસ સાર ચતુરાને ચખાડોને
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી
[illegible] આપણ ઓળવી ઘટે ન કરવી ઘાત
પ્રાણ કહો તો પાઠવું વાલમ કરવા વાત

૧૩૪ ઉદયભાણ

પં[illegible]રદેશી ચીત સોંપી હું આ આ—લી
મનને [illegible]વે તે કરજો હે, પુન્ય શા—લી,
સામી [illegible]રસ્યાવે ટીંગાવવા પડશે રાખી પ્રીત

સુણું પ્રીતમ સંગી એ દેખું ગાર્જની રીત.
શુભ શંદેશો લઇ શંચરજો હું આ ચા—લી
સાખી—મહા મહીનાનું માવડું જંગલ મંગળ ગીત,
સમય વીનાનું બોલવું ત્રણેની એક રીત
વ્હેલાં મંડપ માંહી મળજો હું આ ચા—લી.

૧૩૫ સારદા વી૦

હું તો પ્રેમની જોગણુ પીયુને શોધવા ચાલી—હું તો
શોધવા ચાલી પીયુને શોધવા ચાલી—હું તો
રાજની જોગણુ બની શીરતાજની જોગણુ પીયુને શોધવા ચાલી
પ્રેમની કફની ધરીને પ્રેમની ઝોળી
અંગે ભભુતી પ્રેમની બસ પ્રેમથી ચોળી—પીયુ૦
કરૂં સાધના શંગારની કરૂં શ્યામનું દરશન
રટું મંત્ર કરમાળા લઈ બસ પ્રીયતમ પ્રીતમ—પીયુ૦

૧૩૬ સારદા વી૦

કાગ વીરા વાલમને દેજો ્ખીનો સંદેશ
જોગણુને વેષે વીજોગણી કે જાતી મેં દેશો દેશ
જામે જીતની બુધ હય ઇતની કહે બતાય
વાકો બુરો ન માનીયે ઓર કહાસે લાય
ગાગરનાં પાણી ઝુકી છળે સાગર ન માઝા મુકી છળે
નીતીનો યે ધારો પધારો પ્રાણેશ, દોષ ન ધરો પધારો પ્રાણેશ

૧૩૭ સારદા વી૦

તોફાની દરીએ નાવ તમારૂં ગોથા ખાયરે
મસ્તાની દરીએ નાવ તમારૂં ગોથા ખાયરે—તોફાની
માયા પી સુતા શું મુરખ જાગી કરો ઝટ સહાય—તોફાની
પાપી પવનના ખાઇ પછાડા ભાઠે જઇને ભરાય રે—તોફાની૦
મહા સાગર માપી આવ્યા ખાડે ખુંચી જાય—તોફાની૦
લખ ચોરાશી બંદર કીધા ફોકટ ફેરા થાયરે—તોફની૦

૧૩૮ સઉ૦ સું૦

ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીના સઉ મળીને દરશન કરીએ
દુખ હરનારી સુખ કરનારી મુર્તી માની અંતર ધરીએ
ભાવ ધરી જો પુંજન કરીએ તો ભવ સીંધુથી તરીએ
ચુવા ચંદન કુમકુમ કેશર અરચન કરીને મન ઠરીએરે
અબીલ ગુલાલને પુષ્પમાળથી માને વધાવી મંદીર ભરીયે—ચાલો

૧૩૯ માનસીંહ

પાણી ભરવા હું ચાલીરે સાહેલીની સંગે
આડા આવીને ઉભારે કુંવરજી નવરંગે
જલ ભરવા સરવે ગયા એ વાડી મોઝાર
થઈ ઉભા દરવાન ત બને રાજ કુમ ર
રોકી રાખી સાસુજીરે અમો સઉ પનીહારી
નામ પુછીને મ્હારૂંરે કીધા ઠઠા ભારો
શરમાઇ ઉભા રહયા શું અમ અબલા જોર
વીનવણી કાંઇ ન સુણી દેખ ડી નોજ તોર
હઠથી અમે હારીયારે આખર એક સાહેલી
નામ દીધુંજ મ્હારૂંરે ત્યારે દીધા મેલી

૧૪૦ સઉ૦ સું૦

પ્હેરી ચોળી લટકા મટકા કરતાં આવ્યાં
રંગે બોળી સાડી ઓઢી મન લે ભાવ્યાં
ઝાંઝરન. ઝણુકારે કર ક કણ્ના ખટખડાટે
કાજળથી નેત્ર દીપાવ્ય —પ રેગ૦
હવે શરમાવો ઠાલા શ ને દીયરજી મારા
બોલો બોલો બોલોજી બ.લો
મેં કેવાં તમારાં નખરાતે. જણ.વ્યા—પહેરી

૧૪૧ સઉ૦ સુ૦

મારા તનમાં મનમાં ભરયે. છે ડરયો છે ભય જોઉં જગ જોતી
વળી ગુમાવ્યું મેં ભ ગ ા ભાગતા નખવેસરનું મોતી—મારા
હાલવુ ચાલવું હારીછું હ ય—જીવ મારો ગભરાય
કેદી ફરી મારૂં મળશે મોતી
ગોરી હું કાઢીશ ગોતી——મારા૦

૧૪૨ સઉ૦ સું૦

ધીમા ધીમા ચાલોને મારા પ્રાણરે,
પગ નાજુક તમારા આ મચકાઇ જાશે કમર લચકાઈ જાશે—ધીમા૦
નાજુકવેલી ફુલ સમી કોમળ તુજ આ કાય
ધડકે છાતી શ્વાસથી એ ચંચળથી ઓળખાય
પરસેવાના બીંદુઆ બાઝયા મુખે
મુખ રાતું થયું થાક અતી દુખે,
ઓ છાતીપરે લયો વીશ્રામો સુખે, ઓ સુજાણ—ધીમા૦

૧૪૩ — નંદબત્રીશી

મન ભુલાવે મન લોભાવે મન બહેકાવે મકાવેજી
શુદ્ધ પવીત્ર નીરમળ આત્મા કાદવે રગડોળાવેજી
જોવાનું નવ દે જોવા નહીં જોવાનું તે બતાવેજી
અમૃત મુકી વીષયને વળગે નરક મહી લોભાવેજી
વારૂ વનીતા વીશ્વ મહી છે કોઇ ગોરી કોઇ કાળીજી
ત્રપતી છે સંતોષ મહી નથી સુખકાર વૃદ્ધા વાલીજી—મન

૧૪૪ — કામલવા

વાટ જુવે છે વહાલી રસીકવર રજા અમે તો લઇશું બા,
પ્રેમ ગુંથણી ગુંથો છતા, દુર અમે તો થઇશું બા
૧—મને એકલી મુકીને તમે જાઓ ના,
૨—થશો એકલા તમે ત્યાં જાઓ બા,
૧—મને લાગે છે બીક—બધું ઠીક છે ઠીક—એમ કેમ
૨—ખાલી કરો પતરાજી, અમે જઇએ એમાં રાજી
૧—છતાં કરો છો સફાઈ છોડો જાશું અમે બાઇ
૨—હવે આવજો બા ? સખી તું ! હા આવજો
અલી તું, હા આવજો બા, કરો અમન ચમન
હમે જઇશુ બા—વાટ.

૧૪૫ — નંદ બત્રીશ

ગંગા જળ નીરમળ સમુ શુદ્ધ પવીત્રજ સાર
તેવું કુળ જો માહરૂં ( તો ) પડ પાસા પોબાર
હંસ ગયો સરોવર તીરે દીઠું અમ્રત સાર
પીધા વીણુ પાછો ફરયો ( તો ) પડ પાસા પોબાર
સત્ય ચુકે જો સાધવી ધરા ન ઝીલે ભાર
તે ગુણ હોયે મુજ મહીં ( તો ) પડ પાસા પોબાર
નાગ મુખે અમૃત ઝરત ચોર કને ભંડાર
કામી પાશ રહે કામીના ( તો ) પડ પાસા પોબાર
મીઠા આંબો સરવદા ઉત્તમ ફળ દે સાર
તેવું કુળ જો માહરૂં ( તો ) પડ પાસા પોબાર
વીમળ કમળ વીલોકીને ભમર ગયો તે ઠાર
દીઠું પણ અડકયો નહીં ( તો ) પડ પાશા પોબાર
અહલ્યા સીતા દોપતી, સતી ખરી નીરધાર

જેનું ચીન્ત મેં માહરૂં ( તો ) પડ પાસા પોબાર
ભુખ્યા આગળ જે ધરે ઉત્તમ ભોજનહાર
ખાધા વીણ ઉઠે નહીં ( તો ) પડ પાસા પોબાર

૧૪૬ ભ૦ ચૂં૦

બલીહારી રસીયા, ગીરધારી, સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી ( ટેક ).
વાંસલડી વાગી એવા ભણકારા વાગે છે ( ૨ )
વ્રજવાટ લાગે હવે ખારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
જમુનાનો કાઠો વહાલા ખાવાને દોડે છે ( ૨ )
અકળામણ દેછે હવે ભારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
વૃંદાવન કેરી શોભા, તમ વીણ અમને તો ( ૨ )
આંખે દીઠી નવ લાગે સારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
ગોવર્ધન તોળ્યો વહાલા, ટચલી આંગળીએરે ( ૨ )
અમપર ઢોળ્યો ગીરધારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦
બાઇ મીરાં કહે છે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા( ૨ )
સહાયકારી શુદ્ધ લેજો મારી—સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી—બલીહારી૦

૧૪૭ કામલતા

દીલ મારૂં માને નહી, મનડું ઠરે નહીં, ત્યારે કરૂં શું તાતજી
મેં જોયું ફરી ફરી, જોડી મળે નહી, કોને વરૂં હું તાતજી
પ્રીતી ઝળકી હતી, અંહી આવતાજ સમાઇ ગઈ
ઉરમી અંતર ઉછળી હતી, નૃપ દેખતાંજ દબાઇ ગઈ
હીરલો અમુલ્ય ખરીદવા, ઉમંગભર આવી અંહી
પણ અંતરે અંકુર ન ફુટીઆં, પ્રીતી પ્રકટાવી નહીં
છતી આંખે, દીવો લઇને, પડી કુવામાં હું ડુબી મરૂંશું તાતજી

૧૪૮ ચં૦

ડરમાં તું દીલ સાથ, છોકરા ડરમાં તું દીલ સાથ
તુને કોઇ ન મારે લાત—છોકરા

( તુને સંભાળું પ્રીતીથી પાળું ) ચાલ તુને મારો મહેલ દેખાડું,
ઘરેણા વસ્ત્ર રૂડાં રૂડાં કહાડું, ચાલ તું જો મારા મહેલનાં ચીત્રો
રમકડાં રૂડાં ન્યારા વીચીત્રો, ચાલ્યો આવ, બીમાં ચાલ હું ભોળીશું
મારે કેવાં છે કંકણુ હાથ જોજે મારે કેવા છે કંકણુ હાથ—છો૦

૧૪૯ ચં૦

તમે માયાળું દીલ દયાળું સઉના કહુયા વીના હું નહીં આવું,
માતપીતાં તમ ભ્રાતા કોપાવું, વીષ્યાજી એ હું સમ કહાવું,
નાના નહીં હું ત્યાં નહીં આવું, મને સતાવોરે
જાઓ તમારે મારૂં શું કામ છે તમે મુકો મારો હાથ—કહુ છો૦

૧૫૦ અંબરીષ

ચંપા તું મારી દીલજાન વાહ વાહ, કુસમ કળી કુરબાન વાહ વાહ
ચંદરવદની છો, ભરી મદની છો, ઝરી રસની ગુલતાન વાહ વાહ—ચં
શાણા ચતુરસુજાણુ વાહ વાહ, કરી પ્રીતી પીછાણુ વાહ વાહ
ગુલાબ પરી હું—છુપી છરી છું, ગલે લગાવે ગુણુવાન ચંપા

૧૫૧ અજીતસીંહ

વાહ જોબન આ શું ખીલ્યું છે જાણે વસંતે ફુલવાડી
રેસમી સાડી સારી અંગધારી ફુલવાળી
પહેરી ચોડી ઝુલવાળી
બુટસ્ટોકીંગ કર રૂમાલ ઝાલી ચાલું હું મદમાતી
સેંટ લવંડર ને પફ પાઉડર ધરી અંગે હર ખાતી
રેહું યોવનમાં છલાકાતી.

૧૫૨ અજીતસીંહ

પીઓ પીઓજી ખુબ પીઓ આ લાલ રંગ પાણી
રહે રંગમાં આનંદમાં દોસ્તોની જીંદગાની
દીલ રંજ થાય ભંગ ખીલે અંગમાં જુવાની
રતિ રંગના આનંદની બસ એજ છે નીશાની
પીઓ પીઓ પીઓ પીઓજી લાલ રંગ પાણી—

૧૫૩ અજીતસીંહ

પાપી તારાં કાળા કામ છુપશે નહિ માન
કરૂં પળમાંહી નીચ દુશ્મન રન વન
તોડું ખુમારી દુર્જન આ ભારીજન દુખકારી
ક્ષણુ ભર રહે ન જીવતા જગને પીડતા પાપી—પાપી૦

૧૫૪ અજીતસીંહ

જુઓ આ હાલ જમાનાના ફેશને બલ સુધારાના
સુધારે વાળયું સત્યનાશ બળયા આ ચાલ કુધારાના
બોળયું નામ કેવાં કામ—
રીસપેકટ જેન્ટલ મેનનું રાખી,
કરતાં આવાં કામ મોઢાં શામ થાયે આમ
આ સુધારો પાસ થયેલો નંબર પહેલો
છેલ્લામાં છેલો, કેચ કરેલો બોળવા બાપનું નામ—

૧૫૫ અંદાજેજફા

ગમ નકર લાડલી પ્યારી બહેના, જગમે સુખ દુખ સબ સહેના.
કભી શાદી કભી ગમ હય અયાં, બદલતા રંગ હય જમાં આસમાં.
કભી નેઆમતેં ભારી ભારી, કભી ફાકાંસે દુશવારી
કભી બએઠનકો અસવારી. કભી રાહ ચલના દુશવારી.
જયસે જયસે વકત હય બદલે, વયેસે વએસે રહેના પડે.

૧૫૬ અંદાજેજફા

કીયા કરતે હુંય અય યાર તેરી યાદમે હમ નાલે
મુઝકો તુઝસે ઇતની ચાહ તુઝકો જરા નહી પરવાહ.
અયસે સંગીકે હમરાહ કીસીકા ખુદા ન પાલા ડાલે,
કરતે મુઝહીપે હુંય યેહ ઘાત ડંસતે મુઝહીકો હુંય દીનરાત
કયસે પાલે દુશ્મન જાત, દોનો શાનોંપર દો કાલે.

૧૫૭ અંદાજેજફા

અયસી અયસી બાતોંકા ખયાલ છોડ બાવરી,
સભી એક હો કે આખીર ખાકમે મીલ જાએંગે.
બોલતી રૂહ ગઇ જો નીકલ મલમલ હાથ રોએંગે,
જવાનીકે પાલે માસ કુત્તે જીંજો ખાએંગે.
સાફ રખ્ખે હુંય જીસકો યું કબ્રમે જબ સુલાએંગે,
બીચ્છુ ઓર સાંપ મીટટીમે જીસ્મકો સબ મીલાએંગે.

૧૫૮ અંદાજેજફા

પીયા જાઓ જાઓ મોસે ન બોલો,
સઓતનકે સંગ રહો.

બારે હોત ઘર આએ હો મેરે કરત ઢંગ નએ,
જાઓ સઓતનીયાકે ઘર રહો તુમ કોન યે દુખ સહે.

૧૫૯ ભોલાશીકાર

ગઇ અગલે જમાનેકી બાત;
અબતો હુવા ફેશનકી ફએલી દીનરાત.
ઓરકે પએરોમે ડાસનકે બુટ;
બાલ ખુલ્લે લાગે જએસે ભુત.
સાડી ચેલીકે બદલે ગૌન ઓર પોલકા;
નઈ રઓશનીકી હુએ એહ કરામાત

૧૬૦ ભોલાશીકાર

હો ખુશી આપકી જીસમે વોહ ખીઆલ અચ્છા હુએ
અપને પીઆરેકી ખુશી હો વોહ મલાલ અચ્છા હુએ.
જો ઇજા હો મેરે વાસ્તે યા રાહત હો,
આપ જીસ હાલમે રખખેં વોહી હાલ અચ્છા હુએ.

૧૬૧ ભોલાશીકાર

દીપક જયું બીન તેલકે સુરજ બીન આકાશ,
સુંહી સ્રી અસમત સીવા કભી નહી પાવે પ્રકાશ.
નાહી ચાહું મય દુનયાકા ખજાના,
ચાહે રૂઠે ન મુજસે કયું જમાના.
બાતેં મીઠી યેહ ગયરોકો સુનાના.
જાલ અપના યે દુસરોપે બીછાના.
અસમત મેરી હય મેરા બસ ખજાના
જીસપે સદકે હય દુનીયાકા ખજાના.
તુને મુઝકો કયા સમઝા ઓર જાના.

૧૬૨ ભોલાશીકાર

બીગડી બાત બને નહી લાંખો કરે કયા હોએ,
દીલડા બીગડે દુધકો મથે ન માખન હોએ.
કયસે કયસે પ્યારે પીયુકો મનાઉં—હારી
સબ ઉપાવ કરત બીનતી કરત થકત જીયા અકુલાએ
મન હરવા એ પીયરવા આવો વર્ના જાન દુ ગંવા.
હાએ કયસી કરૂં કરતાર મોરા બીછડ ગયા દીલદાર
ભઇ હું ઉદાસ બની હું નીરાસ યેક તોરી આસ.

૧૬૩ અનસુયા

આંખ વીના અંધારૂં રે સદાય મારે આંખ વીના અંધારૂં
કોઈ કેશે લાલ લીલું, આ ધોળું ને આ પીળુ
મારે મન સઘળુ કાળું કાળું રે (૨) સદય
કોઇને જગ લાગે સારૂં, કોઇને લાગે નઠારૂં,
મ રે મન જીવતર ખારૂ ખારૂં રે—સદાય૦

૧૬૪ અનસુયા

નરવીણ જગમાં નાર તણી કીમત કોડી કહાવે
હલકું લોહી ગણી અબલાનું જુઠા આળ ચઢાવે—નાર૦
વ્હાલા પણ વેરી થઇ જેને જેમ ફાવે તેમ બોલે,
કંથ વીનાની કામનીનું જીવતર તરણા તોલે—નાર૦
કુડ કપટની ભરી કુલટાઓ લાલચ દઇ લલચાવે
ભવરણમાં ભરથાર વીના ભામાની લાજ લુટાવે—નાર૦

૧૬૫ વ૦ પ્રે૦

મૃગનયની યુવતી રંગીલી હાં છબીલી હાં
શોભતી મધુરી શી શીયલવંતી—મૃગ૦
સોળ સજી શણુગાર સતીએ પંથ પીયુનો જોતી
રશ ઝરણાં નયણાં હરખે
રતી સરખી મનગમતી રસીલા—મૃગ૦

૧૬૬ વ૦ પ્રે૦

માનો માનો ને રશીલા, આતો ન સારી વાત,
છેક આમ શું કરો છો, બોલાવો જાઓ તાત—માનો૦
રશીલી પ્રેમ પાન અમૃત તે જીવાએ,
હાજી પ્રેમ વાટ જાવું છું પ્રીયા,
કટાક્ષે વી ધાઇ કેદી થઇ રહયા,
વીતી જાય રાત વાતે નાથ શું ઘેલા થયા—માનો૦

૧૬૭ કામલતા

મને આવે છે ફેર જુલે મારૂં મન હો—સખી
[illegible] રથમાં શીપેર જુલે મારૂં મન હો—સખી
[illegible] અહી કોઇ કારમી કુસુમ જુના બેન, બાવરી મને કરી,
[illegible] વીસાવો સુંદરી, ઝીલી આ લ્હેર—જુલે મારૂં મન

૧૬૮ ૧૦ પ્ર૦

સીતા પતીનું નામ પ્યારૂ અમને લાગે સારૂં રે—સીતા૦
માયા તણાં સમણાં ઉડી ગયા હારે, કીધું જગત જુઠું ન્યારૂં—અ૦
સાચા સ્નેહીને આજે ઓલખી લીધો, ઘટમાં થયું અજવાળું—અ૦

૧૬૯ કામલતા

તમારે આશરે હું આવી મને નાથ છોડી દેશો ?
પ્રીય પ્રાણ કરી બોલાવી હવે હાથ છોડી દેશો ?
ભોળું હતું કુંવારૂં જ્યારે આ મન મારૂં
પ્રેમ જોત પ્રગટાવી પરણ્યા, એ શું વ્હાલા વીશારી દેશો...મને૦

૧૭૦ રામરતન

જાઓ સોની હાટે સીધાવો સલુણા જાઓ
આવો શાને માટે રીસાઓ સલુણા આવો,
લાવું મારી મીઠડી માટે કંઠો મન મોહન ઘાટે
વ્હાણુ વાશે વાલમ વાતે પક્ષીઓ પ્રીતમ વાટે
જાઓ. જાઓ ઝટ લાવો આવો ઝટ, ધીરાં અધીરાં ન થાઓ....જા૦

૧૭૧ નંદ૦

સખી ખોલ ઘુંઘટડો, છેડને છેડો, વાહ શું મુખ મલકાય...સ૦
વાહલા સંગે રમી લે રંગે મદમાતું આ જોબનયું છલકાય
શરમે ખાઇ હું બીડાઈ, કયાથી સ્વારથ સરાય,
અબાબલી તું ચડમા, લાડકી લડમાં, અંગે અંગ ઉભરાય....સ૦

૧૭૨ ભ૦ ભા૦

ગોરા ગાલો ગુલાબી પ્રેમ રંગ રંગાશે, ઝલકાશે છલકાશે
પ્રીતી આનંદે હંસતે મુખેરે છવાશે....ગોરા
ચંદા ખીલે ત્યારે કુમુદ વીકસે આનંદ રેલી રેલાવ
આનંદ ભરતા, અમૃત ઝરતાં, વીશ્વ વીહરતાં સુખીયાં થાતાં....ગો૦

૧૭૩ ઉદયભાણ

વન વગડામાં ભુલી પડી, ત્યાં અમૃત પ્યાલો પીધોરે
પીધો લીધો સાર સૃષ્ટીનો, કોલ અમર ત્યાં કીધોરે...પંથી
અધવચ વગડે વીછું કરડયો, ઝેર ચઢયું છે અંગેજી,
કોઇ મુરલીધર મંત્ર ભણે તો, શીતળતા થાય સંગેરે....પંથી
દુનીઆ મારી ચેષ્ટા કરતી, ને ગાંડામાં ગણતીરે,
હું ગાંડી કે દુનીઆ ગાંડી, આપ કરી દયો ગણતીરે...પંથી

૧૭૪ ક० ૧૬

છેડ કીધી છબીલે છેડ કીધી,
અરેરે ધુતારે, ઠગારે એ કપટી કાનુડે....છેડ
જળ ભરવા ગઇતી હું જમુનાજીને તીરે,
ભરી બેડું નીરે મુગી મારે શીરે, ચાલી ધીરે ધીરે
ઓય...ઓય...કાનુડે કેડ લીધી
કેડ લીધી એ નકટે....કાનુડે પાલવડે મને પકડી
હું છટકી ત્યાથી દોટ દીધી ...અરેરે

૧૭૫ દેશી

ગોવીંદ ગુણ, ગાવે રે નરનાર
ગીરધર શ્રીધર, શ્રી મુરલીધર.
નામથી નેહ લગાવો—હા નેહ લાવોરે........નરનાર
મારૂં તારૂં મીથ્યા માની કૃષ્ણ કૃષ્ણ કહે જાવો રે०
અધમ ઉધરણ ભવજળ તારણ
નીરભય નામથી નાવોરે ભય નામથી જાવોરે, રે०

૧૭૬ દેશી

વારે લાલા મોહન બસીવાલા,
ઠગો છો શાનેરે સલુણાં,
જાણી જાણી તમારી મેં ઠગાઇ,
પ્રીત બાંધી હવે હું પસ્તાઇ,
પસ્તાઈ પુરી કાના ઠગાઇ હું તો કાના,
રશ ભીના રંગીલા શરમાળા શામળીયા—વારે०
શાને સતાવો વાત વાતે ઉડાવોરે,
મેં જાણ્યા સરવે ચાળા અરે જાવો નંદલાલા,
વરજલાલા ગોવાળા છબીલા છોગાળા—વારે०

૧૭૭ ફાંકડો ફીતુરી

જોઇ જગત જોઇ દુનીયા જોયો કારોબારરે
આંખો બધ રાખી તેને ખોયો સરવે સારરે
યત્ન યુક્તીને અંગ બળે બસ ભરો ખજાનો યાર
પસા એવા ફેંકીયે કે પડે સદા જયોબારરે
સુખ દુખની હસ્તી કેવી એ ખયાલી મનના ફેર
કોશીષોથી મોજ કરો ને કરે દુખને જેર

૧૭૮ સાવીત્રી

એ....રજની શરદની રળીયામણીરે,
રહી ખીલી રૂપાળી ચંદની, આકાશે રહી ખીલી,
એ....વહી વરસાવે અમૃત તણીરે,
રેલ જામી ઉરમાંહી આનંદની હાંહારે રેલજામી
એ...ઠરે નયણાં નીહાળી પ્રકાશ, ( ૨ )
હરષ ઘેલાં હેડા કહે હાશ ઝલક શ્વેતશી છવાઇ ( ૨ )
ચંદ્ર વીના સજની નહીં રજનીને સન્માન.
સજની શું સમજી કરો રજનીના ગુણગાન.

૧૭૯ સાવીત્રી

હું નથી એવી ભોળી ( ૨ ) હવે તો રહીરે–હું.
પાવરધી થઈ પુરી મારી જોડ જડે ના ઓળી–હું,
નીત્ય કજીયા કાકાસ કરી ઘરમા સળગાવું હોળી–હું
" પ્રસંગ આવે પરખાશે ભઇ નુ ઘગલું કે ગોળી "
ભલે ભાયડો ભીખ માગે ખાધે ભેરવ જોળી
આપણે તો બાઇ ધીમા જમેળી ખાઇએ ખીરને પોળી

૧૮૦ સાવીત્રી

ઉભી ઉભી જોઉં વ્હાલા તમારી વાટડી.
દેખી રૂપ હરષ ભરાય મારી છાતડી–ઉભી
દયાનીધી દેવે આપી છે યુવ ની
નીરખી નગીના બનીશું દીવાની
આનંદે ગાળીશું દીન રાતડી–ઉભી.

૧૮૧ સાવીત્રી

લાગી લગની મને તારી ઓ લલના–લાગી
સુરપતી મતી શું વીસારી
સુંદરી શચીથી અધીક સુખ આપું ( ૨ )
પટરાણી કરી સ્થાપું ઉથાપું ન વચન મનોહારી–ઓ.

૧૮૨ સાવીત્રી

આવો આવો હું લેવરાવું લ્હાવો મારા સંસારનો
થયો આજ અનુભવ ભવપારનો
તમારા વીના વ્હાલુ નથી કોઈ મારે
તે માટે કરૂં પુજા તમારી પેજારે

( આતો બાચડી કે શાયડી )

( ચાયડી ! ચાયડી ! ચાયડી )

મીઠો માલ શું મફતીઓ બજારનો

આ મારા સંસારનો—આવો આવો.

૧૮૩ સાવીત્રી

ઓ સહીયર સુણો શીખામણ સારી

સદા કરો સંગત જોઈ વીચારી—ઓ

કુસંગ કાજળ કોટડી કુસંગીનું મુખ શયામ

દુરજન કેરા સંગથી થાય ન મ બદલામ

જડી જેને સોબત જગમાં નઠારી

ગયું તે તો આ ભવ, પરભવ હારી—ઓ.

૧૮૪ અમરત

સારી શેખી સારી આનતાન

જબતો હય જુરૂર કોઇ દીનકી મેહમાન મેરે આયે યું કરે જબાન.

ક્યા મજાલ હય કીસીકી કયા કીસીકી જાન

જીના કયસા નામ ઓર નીશાન

આલરી ફરેબસે મીટાઉં બનકે આસમાન, પીકો તેરે કરકે બદગુમાન

ખાકમેં મીલાઉં એ વફદારી.

૧૮૫ કંસ વધ

મુજને માર ના સમશેર—વ્હાલા વીર તું,

મારી સંગે શું છે વેર—વદને વીર તું

મી ઢાળ જોઈ કર તું મહેર, આશા ભરી જતી હું ઘેર—તકજો

જો ઈશ્વર વસે ચોફેર, ના કર કંસ કાળો કેર—ડરને વીર તું.

૧૮૬ કંસ વધ

કાનુડા તારી કામણુ કરનારી, વ્રજમાં વાંસલડી વાગી

મીઠી વળી મોહક મન વશ કરનારી—વરજમાં

મન વશ કરનારી સ્વર સુણતાં લાગે સુખકારી,

હું ઘેલી, તમ વીણ થઇછું ગીરધારી—વરજમાં

૧૮૭ નવલકુસુમ

કોઇનું કરયું કાંઇ થાય નહીં, છે કરમ સહુ કરનાર કોઇ

કરમ સહુ કરનાર ન કોઇથી, કરમ કદી ફરનાર—કાંઇ

દીધાં તેવાં લેવાં પાછાં, એજ કરમ વ્યહવાર—કોઇ

જમે ઠરાવ્યા હશે કાંકરાં, મણી નથી મળનાર

જમે મણી તો વીશ્વ ધણીથી, ટાળ્યા નથી ટળનાર—કોઇ૦

૧૮૮ જગતસીંહ

હું છું રંગીલો જુવાન, ફક્કડ અકકડ, ચાલુ આમ
જાણું છું વીદ્યાએ તમામ, રશીકલાલ મારૂં નામ
અંહાના રૂપ આગળ માનો, કામદેવ પણ તુચ્છ
કઇક કામની ફીદા થાયછે, જોઇને મારી મુચ્છ
એકલો છું વીદ્યામાં તેથી, પંડીત પકાઉ
કસબી પુરો ગાવામાંહી, રાગ રાગણી ગાઉં—હું૦

૧૮૯ અંબરીષ

મોહનજીને મળવા તલપે મારૂં ચીતરે—મોહન
પ્રેમની આંખો, પ્રેમની પાંખો, પ્રેમના ગાઉં મુખે ગીતરે—મોહન
સાગર સંગે સરીતા ઉમંગે, મળવા દોડે ધરી પ્રીતરે—મોહન
પ્રેમે મળશું, જ્ઞાનમાં ગળશું, વેળા વળાશું હવા ખચીતરે—મોહન.

૧૯૦ અનસુયા

મારે મંદીર પધારો યોગીરાજ મહારાજ, ભોજન કરાવું મન ભાવતાં
ઘેબર ધારી જલેબી શીરો સુખડી, મોતીચુર ને મેસુર, ભાગે ભુખડી
તળું તતબીરે કાચલી વડી તમ કાજ—ભોજન૦
નેટે નીપજાવું શાક ભાત ભાતનાં, રૂડા રાઇતાં બનાવું જાત જાતનાં
અતી જુગતીથી પીરસું પ્રીતે ધરી આજ—ભોજન૦

૧૯૧ વ૦ પ્ર૦

જાઓ વ્હાલાને વેગે વધાવો, માથે પહેરાવો ફુલથી છાઓ
અંગે અંગે ફુલોના વાઘાથી સજાઓ—જાઓ૦
કુસમ સમી કાય ત્યાં પુષ્પ સોહાય,
સીયલવંતી છો સુગંધી સંસાર જો ફેલાવ
રતી પતી છો સુગંધી કુસુમોના કુંજે સોહાવો

૧૯૨ ફાંકડો ફીતુરી

ચાહ રાખી ચીતમા દીલ જાની, ના જાઓ તજીને મુજને
વીલાયત વસાવી ઝટ વહેલા આવજો જીરે
દીલના દીલદાર પ્યારા હઇયાના હાર મહારા
દાદગર આપે તુને યારી
જુદાઇના આગે વ્હાલા દુખ દીલ લાગેરે
અકલાવા દીધા મને ભારા.

૧૯૩ તીરેહુવસ.

ચલો જામે ઉડાએં મજે આ સાંવરીયા
ઇસ ઇશરતકી ઘડીયાં પીયારે તેરી ગોદમે
હેએ ન કોઇ સીપઇયાં.
ખેલે ઉલફતકા ખેલ છોડે ઝંઝટકી રેલ
અનેગે રાધા છએલ. મેરી કામીની.
વરલકા લુત્ફ દોનો ઉઠાએં.
ભરકે જામે શરાબ પીલાએં.
દેખો યારો ... ... ...કા પીલપીલા ખેલ.
મર્દસે મ... ... ...હુ એહુભી હુએ એક મજા.
યા ખુદા બચા
કરતા હું તઓબા ત...

૧૯૪ તીરેહુવસ.

લો આયા દુલાહુ શા...
એહુ પ્યારી જાનસે પહેચાનલે ઇસ શાનસે મેહમાનકો
રંગીલા ફીતરવાલા બાંકા અનોખા નીરાલા
અયસા હીંમતવાલા હુએ
અપને પીયાકો માત બનાલે જાદુ ડાલકે
સઆ પ્યારસે દીલદારકો અબ ફાંસ લે.

૧૯૫ તીરેહુવસ.

બુત કાજી બડા પાજી નીકલા બેઇમાન
ખુબ જુતે લગાવો મીટાદો નીશાન.
દીલ એહુ ચાહે દુમ દબ દું બચે જીસસે મેરી પ્યારી જાન.
મારો જુતે.
અબ ન છુટે.
કંબખ્તીકા હુએ સામાન.
બહેના મએભી મારૂં ઘુંસા તુમહો તુમહારા ફરમાન.

૧૯૬ તીરેહુવસ.

આલી મોરી બારી ઉમરીયાં સાંવરીયાકે બીના હુઇ ખાર
હારે હરે પીયુ ધનકા મીયાંઆ છાંડ ગયા પરદેસ.

સુની સેજરીયા જીગર જલત હુએ બીપ્તર [illegible]
હીરતે ફીરતે મોહે યાદ પીયુકી પગમે લગે ઠેસ
બ્યાકુળ બનકર બેહોશ પડી મુંહપર ચઢ આવત ફેલ
હુએ એહી ઇરાદા પીયાકો ઢુંડન લું જોગનકા ભેસ.

૧૯૭ — તીર્થહ[illegible]

હુએ બહારે બાગે દુનીયા ચન્દરોજ
દેખલે ગાફીલ તમાશા ચન્દરોજ
જુલ્મ ઓર જોરો જફા જુદે સીતમ
કઓન દે હમકો સહારા ચન્દરોજ

૧૯૮ — તીર્થહવસ

આબ આતીશ હવા મીટ્ટીસે બના
ફાની ઇન્સાં નાજ કરે
જીન્દગાની મીસ્લે સબા ઇતરાએ
ખાકમે આખીર મીલે જાએગા

૧૯૯ — અજીતસીંહ.

કજરા ગયો સીપાઈ જમાના ખોટા
જમાના ખોટા જમાના ખોટા
કાપર પહેનું મે હરી હરી ચુરીઆં
કાપર કરૂં મેં સીંગાર બાલમ મોરા છોટા

**સાખી**—[illegible] દીયું તો કગ કરે, સુરમા દીયો ન જાય
જીન નેનનમે પીયુ બસે સો દુજો ના સમાય
જમાના ખોટા જમાના ખોટા.

---